[ બેઝિક ઇંગ્લિશ ગ્રંથમાળા : પુસ્તક ૪ ]

# 'બેઝિક સ્ટેપ બાય સ્ટેપ' : વ્યાકરણ

## ભાગ ૧

BASIC ENGLISH CLASS
LATHI · *Kathiawar*

[ બે આના ]

# નવા શીખવાના બેઝિક શબ્દો



[ 'પ્રાથમિક પરિચય'માં તમે પરિચિત બેઝિક શબ્દો જોઈ ગયા. હવે આટલા વધુ શીખી લો એટલે તમે બેઝિકમાં લખેલાં પુસ્તકો વાંચી શકશો. ]

1 Arm, finger, thumb, nail, eye, breath, voice, wound; neck, leg, knee, chin, ear, nose, tongue, throat, birth, death.
2 Comfort, rest, laugh, cry, humour; sleep, amusement, pleasure.
3 Fish, worm, feather; goat, sheep, pig, fowl, ant, bee, fly, tail, egg, bird, insect.

...oon,



...arth,

23 Question, answer; example, invention, discovery, fact, notion, account, history
24 Page;
25 ; harmony, rhythm, prose, verse, song.
26 ; woman, girl, self.
27 Cook, guide; owner.
28 Unit; religion.
29 Attack; army, blow, fight, crime, punishment.
30 (a) Reward, detail, sort, produce, help;
(b) Increase; addition, distribution, division.

[અનુસંધાન પૂંઠાને ત્રીજે પાને]

‘બેઝિક સ્ટેપ બાય સ્ટેપ’ : વ્યાકરણ

ભાગ ૧

¶ અનેક શીખનારાઓની મુશ્કેલીઓના અવલોકન પછી આ પુસ્તક રચાયું છે. માટે એવું ભાગ્યે જ બનશે કે તમને કોઈ મુશ્કેલી ઉભી થાય અને તેનું સમાધાન આ પુસ્તક ન આપી શકે.

¶ પરંતુ આ પુસ્તકમાંથી શંકાનું સમાધાન મેળવ્યા પહેલાં તમારી પોતાની જ બુદ્ધિને પૂરી કસી જોશો તો તમને તમારી તર્કશક્તિ વિષે કેટલુંક નવું જાણવાનું મળશે.

BASIC ENGLISH CLASS
LATHI · *Kathiawar*

## અભ્યાસ કરનારને સૂચના:

¶ **આ** પુસ્તકની તમારે ક્યારે અને કેવી રીતે જરૂર પડશે તે આ પહેલાંના પુસ્તક નં. ૩ 'ગાઈડ'માં સમજાવ્યું છે. માટે એ પુસ્તકમાંની સૂચનાઓ બરાબર ખ્યાલમાં રાખી લો.

¶ **આ** પુસ્તક તમને બે રીતે ઉપયોગી થશે: (૧) અંગ્રેજી પાઠ્ય પુસ્તક સમજવામાં, અને (૨) ગુજરાતી ઉપરથી અંગ્રેજીમાં લખતી વખતે.

¶ **તમે** ગાઈડની મદદથી Basic Step by Stepનો અભ્યાસ કરતા હશો ત્યારે અંગ્રેજી ભાષાની કેટલીક ખૂબીઓ તો તમે આપમેળે જ સમજી શકશો. નહિતર પણ બને તેટલું આપમેળે જ સમજવા પ્રયાસ કરવો. પણ જ્યારે એ ભાષાની એવી કોઈ વિચિત્ર ખાસીઅત આવે કે તમે તમારી જાતે કોઈ પણ હિસાબે સમજી ન જ શકો, ત્યારે આ પુસ્તકમાં જોવાથી તમારા મનનું સમાધાન થશે. ટૂંકામાં **આ પુસ્તકને સંકટ સમયની સાંકળ માની તેનો જરૂર પૂરતો જ ઉપયોગ કરવો.**

¶ **વળી** અભ્યાસમાં સ્હેજ આગળ વધ્યા પછી 'ગાઈડ'માંના ગુજરાતી પાઠોના અંગ્રેજી અનુવાદ કરવા તમે પ્રેરાશો. એ વખતે તમને પ્રસંગે પ્રસંગે પ્રશ્ન ઉભો થશે "આમ નહિ ને આમ કેમ?" એવા બધા પ્રશ્નોના જવાબ પણ આ પુસ્તક તમને આપશે. આમ એક દૃષ્ટિએ જોતાં એ 'ગાઈડ' તમારા સહાધ્યાયીનું કામ આપશે, ત્યારે આ પુસ્તક તમારો શિક્ષક જ બની જશે.

¶ **આ** પુસ્તકની રચના પાછળ અનેક શીખનારાઓનો સહકાર છે, એથી તમારી કોઈ પણ મુશ્કેલીનું સમાધાન એમાંથી મળતું જ જોઈએ, એમ અમારી ગણતરી છે. નહિતર શું કરવું એ 'પ્રાથમિક પરિચય' પુસ્તક નં. ૧માં પૃ ૧૧ ઉપર 'છતાં ન સમજાય તો?' એ વિભાગમાં સમજાવ્યું છે.

¶ **'ગાઈડ'**માં પાઠોને મથાળે બતાવેલા ઉપરાંત પણ ઘણા અઘરા મુદ્દાઓની આ પુસ્તકમાં ચર્ચા કરી છે. પણ જ્યારે જ્યારે કોઈ મુદ્દામાં અગાઉ ચર્ચાઈ ગએલા જ સિદ્ધાંતનું પુનરાવર્તન થતું હશે, ત્યારે તેની ચર્ચા ફરીથી નહિ કરતાં અગાઉના મુદ્દા તરફ ધ્યાન દોરવા માટેના અંક જ લખ્યા છે. એ આંકડામાં 5 (7) આમ લખ્યું હોય ત્યારે પાંચમા પાઠનો સાતમો મુદ્દો સમજવાનો.

સંચાલક : **બેઝિક ઈંગ્લિશ કલાસ**

"માનવ બંધુત્વની પહેલી કડી ભાષા હોવાથી આખા માનવ કુટુંબની એક જ સામાન્ય ભાષા હોય એ ફિલસુફોનુ જુગજૂનું દિવાસ્વપ્ન રહ્યું છે. એ પ્રાચીન સ્વપ્નને મૂર્ત સ્વરૂપે રજૂ કરતો છેલ્લામાં છેલ્લો પ્રયાસ આ બેઝિક ઇંગ્લિશ છે."

O

## 1. THE BODY

1. **This is my body** : આ વાકયમાં 'is' કયાં મૂકાયો છે તે જુઓ આપણી ભાષામાં 'છે' છેલ્લો આવે, તે અહીં 'This' ની પછી તુરત મૂકાયો છે. [ વળી જુઓ : 2 (11) ]
   આ વાકયનો પહેલો અક્ષર ત્રીજી એબીસીડીનો છે તે જુઓ. બધાં વાકયની શરૂઆત એમ જ થવી જોઈએ.

2. **I have** : આનો અર્થ 'મારે છે' અને 'મારી પાસે છે' એમ બે રીતે થાય છે. જેમકે : I have a nose = મારે નાક છે. I have four rupees = મારી પાસે ચાર રૂપીઆ છે. [ ઉપરાંત જુઓ : 2 (3) ]
   આ આમ જ્યાં જ્યાં એક જ શબ્દના બે અર્થ થતા હોય ત્યાં કયો અર્થ લાગુ પડે તે અનુપ્રાસ ઉપર આધાર રાખે છે, અને એ નિર્ણય દરેક જણે પોતાની જ બુદ્ધિથી કરવો જોઈએ.

3. **a nose** : અંગ્રેજીમાં જે વસ્તુઓ એક બે ત્રણ એમ ગણી શકાય એવી હોય, અથવા તો બીજી એ જાતની વસ્તુથી સ્પષ્ટરીતે છૂટી પાડી શકાય એવી હોય, એના નામની પહેલાં એકવચનમાં 'a' અથવા 'an' મૂકાય છે. પણ જો તેની પહેલાં my કે that જેવો શબ્દ આવ્યો હોય તો પછી આવા 'આર્ટીકલ' લગાડવાની જરૂર ન જ રહે.
   'a' કયાં લગાડવો અને 'an' કયાં લગાડવો એ પ્રશ્નના જવાબમાં માત્ર એટલું જ કહેવાનું કે શબ્દનો ઉચ્ચાર ગુજરાતી લિપિમાં લખતાં જો તે 'અ, આ, ઈ, ઉ' વગેરેથી શરૂ થતો હોય તો 'an' લગાડવો, અને 'ક' થી 'જ્ઞ' સુધીના કોઈ અક્ષરથી શરૂ થતો હોય તો 'a'

લગાડવો. આથી જ an hour, a European, a university, વગેરે ઉદાહરણો બને છે. [ વધુ માટે જુઓ : 2 (9) ]

4. **My** : આ એક જ શબ્દ 'મારો,' 'મારી,' 'મારું,' 'મારા' એ બધા માટે ચાલી શકે છે. અને આ જ પ્રમાણે પૂંઠાના ૪ થા પાના પર 'સર્વનામનાં રૂપ' આપ્યાં છે તેમાં ત્રીજા ખાનામાં my સાથે મૂકેલા બાકીના બધા શબ્દોનું સમજવું.

5. **between** : આવા શબ્દને આપણે ગુજરાતીમાં નામયોગી અવ્યય કહીએ છીએ, કેમકે તે બે નામ વચ્ચે સંબંધ બતાવતા હોય છે. આવા શબ્દોને ગુજરાતીમાં આપણે નામની પછી મૂકીએ છીએ, પણ અંગ્રેજીમાં તે નામની પહેલાં મૂકાય છે. આટલી સાદી વાત પાકી ન સમજાયાથી શીખનારાઓને પાછળથી કેટલીક નકામી મૂંઝવણ થાય છે. માટે આ જાતના શબ્દોનો જ્યારે જ્યારે પરિચય થાય ત્યારે તેની આ ખાસીઅત યાદ રાખવી. બેઝિકમાં આ ખાસીઅતવાળા માત્ર ૨૫ શબ્દો છે: About, across, after, against, among, at, before, between, by, down, from, in, off, on, over, through, to, under, up, with, as, for, of, till, than.

હવે આપણે આ શબ્દોની ખાસીઅતનાં થોડાં ઉદાહરણો જોઈએ:

ટેબલ **ઉપર**=**on** the table

ચોપડી**માં**=**in** the book

નાક **નીચે**=**under** the nose

(મારા નાક અને દાઢી) **વચ્ચે**=**between** (my nose and my chin

6. **the front—the back—the right side** : ઉપર કલમ ૩ માં 'a' અને 'an'ની વાત કરી એવો જ 'the' પણ આર્ટીકલ છે. ફેર માત્ર એટલો કે 'a' અને 'an' કોઈ એક વસ્તુનું સૂચન કરે છે, ત્યારે 'the' અમુક ચોક્કસ વસ્તુ સૂચવે છે. આથી જ્યારે કોઈ નામ એવી રીતે વપરાય કે તે જે ચોક્કસ વસ્તુને લાગુ પડતું હોય તેને સાંભળનાર અચૂક સમજશે એમ બોલનાર ખાત્રીપૂર્વક માનતો હોય, ત્યારે તે બોલવામાં 'the' વાપરે. આથી વાતચીતમાં કે લખાણમાં કોઈ વસ્તુનું નામ એક વખત આવી ગયું હોય અને પછી ફરીથી આવે ત્યારે તેની પૂર્વે 'the' મૂકાય. [જુઓ: 2 (2), 3 (1), 4 (21) ]

આ બધી વાત એકી સાથે સમજાય એવી નથી. પરંતુ હવે પછી જ્યાં જ્યાં 'the' જુઓ ત્યાં ત્યાં લેખક કયી જાતની નિશ્ચિતતા બતાવવા માગે છે તેનો ખ્યાલ કરતા રહેશો એટલે 'the' ક્યાં વપરાય તે સમજમાં આવી જશે. એટલું તો સમજી શકાશે કે 'a'ની માફક 'the' પણ 'my' 'that' જેવા શબ્દની પૂર્વે ન આવી શકે.

7. **at the right side** : અંગ્રેજીમાં ત્રણ શબ્દો : at, on, in સ્થાન બતાવે છે. એનો ગુજરાતી અનુવાદ કરવામાં તો જરાય મુશ્કેલી નથી પડતી. પણ વાક્યમાં વાપરવા હોય ત્યારે એકને બદલે બીજો મૂકાઈ જાય છે. એ ભૂલ ન થાય એ માટે એ ત્રણેની મર્યાદા સમજી લેવી જોઈએ. તે નીચેનાં ચિત્રોથી સમજાશે: [વધુ માટે જુઓ: 6 (5)]

| | | | |
|---|---|---|---|
| (a) | at a point | | at |
| (b) | on a line | | on |
| (c) | in a circle | | in |

આપણી કલ્પનાને સ્હેજ આગળ લંબાવીને સમયને લગતા શબ્દોને પણ આમ ચિત્રદૃષ્ટિએ જોઈ શકાય, અને તેથી યોગ્યતા મુજબ તેની પૂર્વે at, on, in, વાપરી શકાય. [જેમકે જુઓ: 4 (2) વગેરે.]

8. **fingers** : અંગ્રેજીમાં બહુવચન 's'થી સૂચવાય છે. કેટલાક એવા શબ્દો છે જેમાં આ 's' લગાડતાં થોડો ફેરફાર કરવો પડે. [જુઓ: 5 (8), ] અને કેટલાક એવા પણ શબ્દો છે કે તેનાં બહુવચન જુદી રીતે જ થાય. [જુઓ: 5 (7), 5 (17), 5 (20).] અને કેટલાક શબ્દો હંમેશાં અમુક વચનમાં જ વપરાય છે. [જુઓ: 3 (3)]

9. **On my hand** : ઉપર ૭ જુઓ. 'હાથને છેડે' કહેવું હોત તો 'at' વાપરીને 'at the end of the hand' એમ કહેવું પડત. પણ અહીં તો માત્ર હાથ ઉપરનું સ્થાન 'હાથ ઉપર'–'હાથે' બતાવવાનો જ હેતુ છે, માટે 'on' વાપર્યો છે.

10. **Take (          ) off my head** : આ વાક્યની રચના જરા અઘરી પડશે. પણ વાક્યના આમ ભાગ પાડો :

I take my right hand=હું મારો જમણો હાથ લઉં છું.

off my head=મારા માથાથી દૂર.

હવે જોઈ શકાશે કે આ વાકયની રચના તેની પૂર્વેના વાકય 'I put my right hand on my head'થી જરાય જુદી નથી. અને છતાં વાકય શીખનારને અઘરૂં લાગે છે, તેનું કારણ શું ?

એનું કારણ એ કે 'put on' નો અર્થ 'ઉપર મૂકવું' એ તદ્દન સીધેસીધો છે. પણ 'take off' નો ગુજરાતી અનુવાદ 'થી લેવું' એમ નહિ પણ 'ઉપાડી લેવું' એમ આપણે કરવો પડે છે. કેમકે આપણી ભાષામાં એ વિચાર આ રીતે જ મૂકવો જોઈએ. અને આમ અંગ્રેજી અને ગુજરાતી ભાષારચનામાં મળતાપણું ન હોવાથી આપણને આ અંગ્રેજી અઘરૂં પડે. પણ ખ્યાલમાં રાખવું ઘટે કે કોઈ અંગ્રેજ આપણી ભાષા શીખતો હોય તો તેને પણ 'ઉપાડી લેવું' નો તરજુમો 'take off'માં મૂકતાં ભેજું ચસ્કી જાય !

**1. in my left hand : [ જુઓ : 1 (7) ]**

¶ પાછળ Notesમાં જુઓ. આ પાઠમાં જે ખાસ ઉપયોગના શબ્દો શીખવાયા છે તે મથાળે 'a, the, is, and' એમ આપેલા છે. વળી છેડે એક બીજાથી વિરૂદ્ધ શબ્દો 'this–that' વગેરે આપ્યા છે. આ જ પ્રમાણે બધા પાઠ માટે સમજી લેવું. શીખનારે બની શકે તો આ બધા શબ્દો ઉપરથી કલ્પિત વાકયો બનાવવાં. ભલે શરૂઆતમાં એ વાકયો પાઠમાંનાં વાકયોને મળતાં હોય. જેમકે પાઠમાં 'This is my body' છે. એમ : 'This is a garden' એવું વાકય તમે બનાવી શકો જ. વળી 'I put my right hand on my head' એ વાકયને મળતું 'I put oil in my hair' એવું વાકય પણ તમે બનાવી શકો. આ બધી શકયતાનુ મૂળ કારણ એ છે કે અંગ્રેજી ભાષાના બે હજાર જેટલા શબ્દો આપણી ભાષામાં ઘર કરી ગયા છે. અને બેઝિકનો શોધક પોતે એ શબ્દોનો પ્રયોગ ન કરી શકે, કેમકે એને તો ૮૫૦ શબ્દોની પરમ શકયતા બતાવવાની છે. પણ આપણે બેઝિકની બહારના એ શબ્દોનો પણ ખૂબ છૂટથી ઉપયોગ કરી શકીએ. અને તેથી પહેલો પાઠ શીખતી વખતે પણ શીખનારની પાસે શબ્દોનો ખૂબ મોટો સ્ટોક (આ stock શબ્દ બેઝિકમાં નથી !) છે. તેથી શીખનાર મગરૂબીથી કહી શકે કે 'I have a good stock of words.' એમાં જરાય ખોટું નથી. માટે ફેંકયે રાખો.

## 2. FOOD

1. **Some food** : 'Some'નો અર્થ 'કેટલુંક', 'થોડુંક' એમ જથ્થો પણ બતાવે છે, તેમ જ 'કેટલાક,' 'થોડાક' એમ સંખ્યા પણ બતાવે છે. જથ્થો છે કે સંખ્યા તે અનુપ્રાસે સમજવું જોઈએ. જેમકે અહીં 'થોડો ખોરાક', 'કેટલુંક ખાવાનું' એવો અર્થ છે. [ ઉપરાંત જુઓ: 5 (1) ]

2. **to a seat at the table** : અંગ્રેજી વાક્યોની આ ડીઝાઈન પહેલી નજરે અપરિચિત લાગશે. કેમકે આનો અર્થ 'ટેબલ પાસે (મૂકેલી) ખુરશી તરફ' એમ કરતાં એક શબ્દ આપણે બહારથી ઉમેરવો પડે છે. વસ્તુતઃ મૂળ વાકયમાં આવું જ કાંઈ અધ્યાહાર છે. નહિતર આખું વાક્ય આમ હોત : 'to a seat (that is) at the table' એટલે 'તે ખુરશી તરફ (કે જે) ટેબલ પાસે (પડી છે).' ભવિષ્યમાં આવાં વાકયો વાંચવાનાં આવે ત્યારે આ પ્રમાણે 'that is', 'that was' વગેરે અનુકૂળતા મુજબના શબ્દો વાકયની વચ્ચે અધ્યાહાર સમજી લેવા. [ જુઓ : 3 (6), 4 (4), 4 (11), 4 (16), 6 (4), 6 (8), 9 (16), 9 (21) ]

   આ વાકયમાં 'the table' લખ્યું છે તે સહેતુક છે. એમાંનો 'the' એમ સૂચવે છે, કે બોલનાર ખાણું લેવા માટેના જ ટેબલની વાત કરવા માગે છે તે સાંભળનાર સ્હેજે સમજી શકશે, એમ માની લેવામાં આવ્યું છે. અને તેથી ટેબલ ચોક્કસ પ્રકારનું બની જતું હોવાથી તેની પૂર્વે the મૂકાયો છે.

3. **I have** : 'મારી પાસે છે.' [ જુઓ 1 (2) ]

4. **with it—with the fork** : 'with' ના 'વડે' અને 'સાથે' એમ બે અર્થ થાય છે. અને એ બન્ને અર્થ માટે આ બે ઉદાહરણ છે: 'I take some bread with it' (સાથે); 'I put the meat in my mouth with the fork' (વડે).

5. **and put it** : મૂળ શબ્દો 'and I put it' કહેવાના હતા. પણ કર્તા 'I' એકનો એક ફરીથી આવે છે તેથી તેને ઉડાડી મૂકયો. પણ ખ્યાલમાં રહે કે 'કર્મ'ને આમ ઉડાડી દઈ શકાય નહિ. આથી જ

'butter' ને બદલે 'it' મૂકવો પડયો. ગુજરાતી ભાષામાં પણ આપણે પેટા વાકયમાં કર્તાને જતો કરીએ પણ કર્મને છોડી શકતા નથી, તે આ વાકયનો અનુવાદ જોવાથી સમજાશે. [ જુઓ : 3(11), 5(21), 10(14) ]

6. **I may have** : અહીં 'have' ને 'કબજે લેવો' ના અર્થમાં સમજવાનો છે. એટલે 'હું કદાચ લઉં', 'હું ધારું તો લઈ શકું' એમ વિવિધ અર્થ થઈ શકે. બેઝિકમાં 'may' બહુ જ છૂટથી અને શિથિલ અર્થમાં વપરાય છે. 'રજા દેવી' થી માંડીને 'સંભવ હોવો' સુધીના બધા ભાવ આ એક જ શબ્દ સૂચવી શકે છે. આથી શીખનારે એનો અનુવાદ કરવામાં બહુ વેદીઆ થવાની જરૂર નથી.

7. **I may not have** : પહેલી જ વાર નકારવાચક પ્રયોગનો અહીં તમને સરળતાથી પરિચય થાય છે. હજુ આ પ્રયોગનાં અઘરાં રૂપાંતરો આવવાં બાકી છે. પણ અહીં એક સામાન્ય સૂચના ઉપયોગી થઈ પડશે: જ્યારે જ્યારે તમે નકારવાચક પ્રયોગ જુઓ ત્યારે તે જ વસ્તુ હકારમાં કેમ બતાવી શકાય એના પર વિચાર ચલાવશો તો એમાંથી વધુ શીખવાનું મળશે. જેમકે I may have—I may not have. આ તો તદ્દન સહેલું છે. પણ અઘરા માટે જુઓ: 2 (12), 4 (5), 5 (4), 6 (17), 7 (16).

8. **I will have** : 'Will' ભવિષ્યકાળ બતાવે છે. અને તેથી બીજા કોઈ ક્રિયાપદની પૂર્વે મૂકાતાં તેના અર્થમાં 'શે–શી–શું' ઈત્યાદિ અર્થનો ઉમેરો કરે છે. આમ આ દૃષ્ટિએ જોતાં ઉપર આપેલ may અને આ will બન્ને એક જ કક્ષામાં આવે, કેમકે ક્રિયાપદના સાદા અર્થમાં તે ફેરફાર કરે છે; જેમકે:

I have=મારી પાસે છે.
I may have=કદાચ મારી પાસે હોય.
I will have=મારી પાસે હશે.

9. **an orange** : [જુઓ 1 (3)]

10. **take the skin off the orange** : [પહેલાં વાંચો: 1 (10) ]. હવે કહેવાની ભાગ્યે જ જરૂર રહે કે 'take off'નો સંયુક્ત અર્થ 'ઉપાડી લેવું' થાય. તેમાં જરા કલ્પના લંબાવીને 'ઊતરડી લેવું' 'ઉખેડી નાખવું' એવું રૂપાંતર પણ અનાયાસે જ થઈ શકે.

11. **is** : અગાઉ 1 (1)માં 'is'નો અર્થ આપણે 'છે' કરેલો. પણ 'થવું' અને 'હોવું' એ બન્ને એક જ વસ્તુ છે, તેથી 'is' એટલે 'હોય છે' એમ પણ અનુવાદ થઈ શકે.

12. **is not** : [ જુઓ : 2 (7), 5 (4) ]

## 3. WORK

1. **The learning of Basic English** : જે શબ્દ પોતાની પછીના શબ્દની સાથે 'of'ના સંબંધથી જોડાયો હોય તે ઘણી વખત નિશ્ચિત બની જતો હોવાથી તેની પૂર્વે 'the' મૂકાય છે. આથી અહીં પણ 'અભ્યાસ' અમુક ચોક્કસ પ્રકારનો જ બની ગયો છે, માટે તેની પૂર્વે 'the' મૂકાયો છે. [ જુઓ : 1 (6) ]

2. **a sort of work** : મૂળ અર્થ "કામની એક જાત" થાય. પરંતુ આપણી ભાષાનું લક્ષણ એવું છે કે "એક જાતનું કામ" એમ તરજુમો કરીએ તો જ તે બંધબેસતું આવે છે. અને આપણી ભાષાને અનુકૂળ રૂપાંતર વાક્યના અર્થમાં કરવામાં કાંઈ જ હરકત ન હોઈ શકે.

3. **scissors are** : કાતરનાં બે પાનાંનું સમૂહસૂચક નામ scissors હોવાથી આ શબ્દ હંમેશાં બહુવચનમાં જ વપરાય છે, અને તેથી તેની સાથે આવનાર ક્રિયાપદ પણ બહુવચનમાં આવે. આ શબ્દનું એકવચન થઈ શકતું જ નથી.

4. **are** : અગાઉ 1 (1) અને 2 (11)માં જે 'is'નો પરિચય તમને થયો તેનું આ બહુવચન છે. એક જ વસ્તુ હોય ત્યારે 'is'થી તેની હયાતી સૂચવાય, અને એક કરતા વધુ હોય ત્યારે **'are'થી** સૂચવાય. માત્ર એક અપવાદ યાદ રાખવો કે 'I am' કહેવાય. પુસ્તકના ૪થા પૂંઠા ઉપરના નીચેના કોઠામાં છેલ્લી લીટીમાં આ વસ્તુ ટૂંકાણમાં રજૂ કરી છે તે જુઓ. પહેલાં બે ખાનાં પૂરતો જ અત્યારે તો સંબંધ છે.

5. **put the thread through** : બેઝિકમાં ઓછા શબ્દો હોવાથી 'પરોવવું' એ વિચાર 'put through' એટલે 'સોંસરવું મૂકવું' એમ બે સાદા વિચારોને એકત્ર મૂકીને રજૂ કરવામાં આવ્યો છે. આખી બેઝિક ભાષાનું ચણતર આ જ રીતે થયું છે. જેમ એક **'Meccano'**

સેટમાંથી બાળક અનેક જાતના પૂલો, બંગલા, વાહનો વગેરે બધું બનાવી શકે, એમ બેઝિકના ૮૫૦ શબ્દો પણ એ મેકાનોસેટના છૂટા ભાગ જેવા હોવાથી જાતજાતનાં કામ આપી શકે. શીખનારને અંગ્રેજીમાંથી ગુજરાતીમાં તરજુમો કરતાં જરાય મુશ્કેલી નહિ પડે, કેમકે એ તો તૈયાર કરેલા મેકાનો પૂલના સ્ક્રૂ કાઢી નાખવા જેવું જ કામ થયું. પણ એના એ વિચાર તમે ગુજરાતીમાંથી લઈ અંગ્રેજીમાં રજૂ કરવા માગશો, ત્યારે કોઈ સંકલિત વિચારમાં કયા કયા સાદા શબ્દો આવી શકે તેની શોધમાં સમય જશે. ભવિષ્યમાં એ મુશ્કેલી ન રહે તે માટે એવે બધે પ્રસંગે તે શબ્દસમૂહ તરફ તમારું ધ્યાન દોરવામાં આવશે. માટે એ વખતે તેના પર મનન કરી તે શબ્દો વાપરવાની થોડી પ્રેક્ટિસ કરતા રહેજો. [ જુઓ : 3 (9), 4 (8), 4 (13), 5 (2), 8 (9), 10 (3). ]

6. **the hole in the needle** : [ જુઓ : 2 (2) ]

7. **make a knot** : 'ગાંઠ બનાવવી' એટલે કે 'વાળવી'. બેઝિકમાં **get, give, make, have** આ ક્રિયાપદો અમુક અમુક નામ સાથે વપરાય એટલે તેનો અનુવાદ કોઈ નવા શબ્દથી જ થાય છે. ભવિષ્યમાં આ જાતનાં વધુ ઉદાહરણો આવતાં આ વસ્તુ વધુ સ્પષ્ટ થશે. [ જુઓ : 3 (12), 3 (14), 4 (17), 5 (15), 7 (5), 8 (5), 9 (10), 9 (11), 10 (4), 10 (27). ]

8. **against the cloth** : 'Against'નો મૂળ અર્થ તો 'ના વિરુદ્ધ' થાય. પણ 'ની સામે' એ એ જ અર્થનું નમ્ર રૂપાંતર છે.
આ શબ્દ સામેની આકૃતિમાં બતાવેલી સ્થિતિ સૂચવે છે. →|

9. **take it through** : 'તેને ખેંચું છું.' [ જુઓ : 3 (5) ]

10. **with a push** : = ધક્કા વડે = ધક્કા સહિત = ધક્કો મારીને.

11. **and a pull** : = and (with) a pull = ખેંચીને. 2 (5)ની માફક અહીં પણ 'with' બીજી વાર ન વપરાતાં અધ્યાહાર રહ્યો છે.

12. **have a rest** : [ જુઓ 3 (7) ]. 'a rest' માંનો 'a' આરામને 'એકાદ જોકું' કે 'એક ઊંઘ' એવા સ્વરૂપમાં રજૂ કરે છે

13. **after my rest** : = મારા આરામ પછી = હું આરામ લઈ લઉં તે પછી = આરામ લીધા પછી. અંગ્રેજી અને ગુજરાતી બન્ને ભાષાની

શૈલી એક બીજીથી જુદા પ્રકારની હોવાથી એક ભાષામાં કહેવાતી વાત બીજી ભાષામાં કેવી જુદી રીતે મરડાઈ જાય છે તે આ ઉદાહરણથી સમજાશે. અગાઉ 1 (10), 2 (10), 3 (2), 3 (5), 3 (7), 3 (9), 3 (10) વગેરે આ જાતનાં ઉદાહરણો આવી ગયાં છે, અને બીજાં પણ એવાં ઘણાં આવશે.

14. **will have some play** : [ જુઓ 2 (1) તથા 3 (7) ]

## 4. THE WEATHER

1. **weather** : વાતાવરણની ઉષ્ણતા, ભેજ, પ્રકાશ વગેરે બધી સ્થિતિઓનો ખ્યાલ આ એક શબ્દમાં સમાઈ જાય છે. આથી આપણે તેને 'હવા' કે 'ઋતુ' એમ એક જ શબ્દથી ન સમજાવી શકીએ. કેમકે 'bright weather', 'warm weather', 'wet weather' એ બધામાં હવા અને ઋતુ સંબંધી સ્થિતિઓનું મિશ્રણ છે. એને માટે સાચો શબ્દ 'હવામાન' એટલે કે 'હવા સંબંધી સ્થિતિ' છે.

2. **in the winter it is cold** : આ વાક્ય 'it is cold in the winter' એમ મૂકી શકાત, કેમકે પહેલો અર્ધો ભાગ એમ ગોઠવાયો છે. પણ ઘણી વખત વાક્યના ટુકડાઓનો આગળ પાછળ ક્રમ બદલવાથી બોલવામાં વિવિધતા આવવાને અંગે જરા ચમક લાગે છે. તેથી એ જાતની છૂટ ક્યારેક લેવાય છે. એને માટે નિયમો ન હોઈ શકે. પણ ભાષા સાથેના પરિચયે એ આવડત આવી જાય.

3. **only in the winter** : 'ફક્ત શિઆળામાં જ' જે શબ્દો ઉપર ભાર આપવો હોય તે બધાની પહેલાં 'only' મુકાય છે તે જુઓ. [ પરંતુ એક લખતી વખતે only છેડે મુકાય છે તે તો તે પૂર્ણવિરામનુ કામ કરે છે માટે. ]

4. **It is water** (coming) **from the sky** : [ જુઓ : 2 (2) ]

5. **do not Come** : 'Rain and snow come'નું નકારવાચક રૂપ. અહીં નકાર બતાવવાના notની પહેલાં એક વધારાનો do મૂકવો પડ્યો છે. આનું કારણ એ કે અંગ્રેજી ભાષાની લઢણ એવી છે કે

'are not' એમ કહી શકાય પણ 'come not', 'go not' એમ ન કહી શકાય. 'be' અને 'have' સિવાયનાં ક્રિયાપદોમાં જ્યારે ક્રિયાપદ એકલું હોય ત્યારે not લગાડતાં વધારાનો do તેની પૂર્વે મૂકવો જોઈએ. આ નિયમ સમજવાની કડાકૂટમાં ઉતરવા કરતાં આ જાતનાં વધુ ઉદાહરણો જુઓ એટલે એ વસ્તુ મગજમાં ઉતરી જશે. [ જુઓ : 5 (9) ]

6. **a sky with a cloud in it** : 'વાદળાં સહિતનું આકાશ' એટલે 'વાદળાંવાળું આકાશ.' આમ 'વાળું' અર્થ બતાવવામાં with નો ઉપયોગ થાય છે. [જુઓ : 5 (6), 6 (6), 8(13), 9 (2), 9 (19) ]

7. **every sort of weather** : [ જુઓ : 3 (2) ]

8. **put......on** : 'પહેરવું' [ જુઓ : 3 (5) ]

9. **get an umbrella and put it** : 'get' એટલે 'મેળવવું' થાય, પણ 'લેવું' ચાલી શકે. એટલે 'છત્રી લઉં છું અને ઓઢું છું.' – આમ થયું. એથી આગળ જતાં 'છત્રી લઈને ઓઢું છું.' એમ પણ અર્થ કરી શકાય. ભવિષ્યમાં '...ઈને' વાળાં રૂપનું અંગ્રેજીમાં ભાષાંતર કરતાં મુશ્કેલી પડે તો આ રીતે 'છું અને' એમ એના બે ભાગ પાડી નાખવાથી કામ સરળ થઈ જશે. [ જુઓ પાઠ રજાનો અનુવાદ લીટી પમી. ]

10. **over my head** : ત્રણ શબ્દ 'on, above, over'ના અર્થ સમજવા જેવા છે. 'On' એટલે 'અડીઅડ ઉપર,' જેમ ટેબલ પર ચોપડી પડી હોય તેમ. Above એટલે 'ઉપર તોળાતું,' જેમ આપણા માથાથી ઉંચે અભરાઈ હોય તેમ. Over એટલે 'ઉપર ફેલાઈ રહેલું,' 'ઉપર થઈને આવતું' જેમ આપણા ઉપર છાપરું કે આકાશ હોય તેમ, અથવા હોડીની કિનારી પર મોજું ફરી વળે એમ.

on above over

11. **my coat (which is) under it**: [જુઓ : 2 (2) ]

12. **I do not put** : [જુઓ : 4 (5) ]

13. **put my umbrella up** : 'મારી છત્રી ખોલું,' 'મારી છત્રી ઉંચી ધરૂં' ઈ. put...up=ઉંચું લેવું, અધર ધરવું. [જુઓ : 3 (5)]

14. **only in the rain** : [જુઓ : 4 (3)]

15. **will be** : અગાઉ આવી ગએલા 'is' 1 (1), અને 'are' 3 (4), જે મૂળ શબ્દનાં રૂપાંતર છે તે આ 'be'=થવું. પૂંઠાના ૪થા પાના પર નીચેના કોઠામાં પહેલા ખાનામાં છેલ્લી લીટીમાં આ 'be'ને કૌંસમાં મૂકેલો તમે જોશો. એનું કારણ એ કે આ એક જ એવું ક્રિયાપદ છે જે વર્તમાન કાળમાં I am તથા we–you–they are અને He is થાય છે. બાકીનાં ક્રિયાપદોનાં રૂપ તો I–we–you–they give અને He gives એમ સાદાં જ થાય છે. આમ be એ મૂળ ધાતુ હોવાથી 'will' અને 'may'ની સાથે 'be' મૂકાય, તેમ જ 'ing' લગાડવો હોય તો તે પણ 'be'ને લાગે.

16. **the water in...road** : The water (which is) in the hole (which is) at the side of the road=રસ્તાની બાજુએ જે ખાડો (બાંકું) છે, તે ખાડામાં જે પાણી છે, તે પાણી= રસ્તાની બાજુએ આવેલા ખાડામાંનું પાણી. [જુઓ : 2 (2)]

17. **have a fall** : [જુઓ : 3 (7), 3 (12)] 'પછાડ લાગવી'.

18. **through the ice** : [જુઓ : 1 (5)]

19. **a mass** : =જથ્થો, લોંદો, લચકો, ગોળો ઈ.

20. **a north wind** : અહીં wind એટલે 'પવનનો ઝપાટો' એ અર્થ હોવાથી 'a' લાગી શકયો છે.

21. **the very cold winds of winter** : [જુઓ : 1 (6), 3 (1)] એકવચન અને બહુવચન બન્ને પહેલાં the મૂકી શકાય, એ ખ્યાલમાં રાખવું.

## 5. THE FAMILY

1. **Some fathers** : 'કેટલાક પિતાઓ', 'કોઈ કોઈ પિતાઓ' ઈ. [જુઓ : 2 (13)]

2. **The father of my father** : અંગ્રેજીમાં 'પિતામહ'ને માટે 'grand-father' શબ્દ છે. પણ બેઝિકમાં તો 3 (5)માં જણાવ્યા પ્રમાણે મૂળ શબ્દો જોડીને જ ચલાવી લેવાય છે.

3. **Every father** : 'દરેક પિતા', 'એકે એક પિતા', 'હરકોઈ પિતા', 'કોઈ પણ પિતા' વગેરે અર્થ થઈ શકે. અહીં પહેલો અર્થ જ ખાસ લાગુ પડે છે.

4. **Not every son is a father** : સાદી રીતે મૂકતાં : Every son is not a father = દરેક પુત્ર એ કાંઈ પિતા હોય જ એમ નથી હોતું. આ વાક્યમાં જેવી રીતે 'not every' વપરાયું છે, એમ અમુક સંજોગોમાં 'not all' મૂકી શકાય. પણ every અને all સિવાય કોઈ શબ્દ પહેલાં not આવી રીતે મૂકાતો નથી.

5. **one sister** : અહીં 'a sister' લખ્યું હોત તો 'એક બહેન **છે**' એમ સામાન્ય અર્થ નીકળત. પણ 'a' ને બદલે 'one' વાપરવાથી 'એક' તરફ ખાસ લક્ષ ખેંચાવાય અને તેથી '**એક** બહેન છે' આવી રીતે સામો માણસ સમજી શકે એ હેતુ છે.

6. **with only one tooth** : 'એક દાંતવાળું', 'જેને એક જ દાંત છે એવું.' ઈ. [ જુઓ : 4 (6) ]

7. **tooth–teeth** : Toothનું અનિયમિત બહુવચન teeth થાય છે. [ જુઓ 1 (8) ]

8. **baby–babies** : Baby શબ્દમાં અંતે 'y' છે, અને એ 'y'ની પૂર્વે 'b' છે ને વ્યંજન છે. આવા સંજોગોમાં 'y' ને બદલે 'ies' મૂકવાથી એ શબ્દનું બહુવચન થાય છે. ઉચ્ચાર : બેબી–બેબીઝ. [ જુઓ : 1 (8)] એ પ્રમાણે cry–cries, family–families.

[ યાદ રહે કે અંતેના 'y' પહેલાં સ્વર એટલે કે a, e. i, o, u હોય તો સીધો s લગાડવાથી જ બહુવચન થાય છે. જેમકે boy–boys, આવી રીતે બહુવચન કરનારા બેઝિકમાં આટલા શબ્દો છે : boy, day, key, monkey, play, ray, tray, way. ]

9. **do not have any teeth** : [ જુઓ 4 (5) ]

10. **I am** : =હું છું. [ જુઓ 1 (1), 2 (11), 3 (4) ]

11. **Before the birth of** : 'ના જન્મ પહેલાં' = ... 'જન્મ્યા પહેલાં.'

12. **the baby boy** : boy કે જે હજી baby છે.

13. **She** : એકવચનમાં 'તે' માટે અંગ્રેજીમાં He (નરજાતિ), She (નારીજાતિ) It (નાન્યતરજાતિ, નિર્જીવ વસ્તુઓ માટે તેમ જ બીજે જ્યાં જાતિ નિશ્ચિત ન હોય ત્યાં) એમ ત્રણ શબ્દો છે. અને કોઈ પણ ક્રિયાપદનું જે રૂપ 'he' સાથે આવતું હોય તે જ she અને it સાથે આવી શકે. પૂંઠાને ૪થે પાને ક્રિયાપદનાં રૂપમાં He gives, He comes વગેરે રૂપોની માફક She gives, It comes વગેરે રૂપો સમજી લેવાનાં છે.

14. **she was...family** : 'કુટુંબમાં સૌથી નાની-બાળક તે હતી.'

15. **get a pain** : [ જુઓ : 3 (7) ]

16. **Before food a cry may come** : (બાળક ભૂખ્યું થયું હોય ત્યારે રોવા માંડે એ વાત છે.) Before food=ખોરાક મળ્યા-આપ્યા-ખાધા-લીધા પહેલાં. એટલે કે "ખોરાકના વખત પહેલાં બાળક વખતે રોવે છે."

17. **foot—feet** : [ જુઓ : 1 (8) ]

18. **A kiss...play** : =ચુંબન અને સ્મિત બાળકને રમવા માટે તૈયાર બનાવે છે.=તમે ચુંબન લો અને જરા હસો તો બાળક રમવા માંડશે.

19. **brothers...father** : =કાકા, મામા, માશી, ફઈ, ઈ.

| | | |
|---|---|---|
| brothers | of | father |
| sisters | | mother |

20. **men and women** : અનુક્રમે man અને womanનાં બહુવચન. ઉચ્ચાર woman (વુમન), women (વીમેન). [ જુઓ : 1 (8) ]

આ પાઠમાં તમારી સમક્ષ જુદી જુદી જાતનાં બહુવચનનાં રૂપ રજૂ થયાં છે. આથી એ સંબંધે થોડું વિશેષ જાણવું ઉપયોગી થઈ પડશે. અનિયમિત બહુવચનો teeth, feet, men, women એટલાં આવી ગયાં. હંમેશાં

બહુવચનમાં જ રહેનારો શબ્દ scissors આવી ગયો, અને એવો જ એક trousers ૧૯મા પાઠમાં આવશે. તે ઉપરાંત 'sheep=ઘેટું–ઘેટાં' આ શબ્દ એકવચન અને બહુવચનમાં એકસરખો રહે છે. આમ અનિયમિત બહુવચનો પૂરાં થયાં.

વળી જે શબ્દોને બહુવચનનો 's' લગાડતાં ફેરફાર થાય છે તે પૈકી અંતે 'y' વાળા શબ્દો ઉપર આવી ગયા. તે ઉપરાંત આ ચાર યાદ રાખો : leaf–leaves (પાંદડાં), self–selves (પોતાની જાત), shelf–shelves (અભરાઈઓ), અને knife–knives (ચપ્પુઓ).

આ ઉપરાંત stomach–stomachs (સ્ટમક્સ=હોજરીઓ) એ એક શબ્દ બાદ કરતાં જે જે શબ્દોને અંતે o, s, x, sh, ch આવતા હોય તેને બહુવચન માટે es લાગે છે. જેમકે : match–matches વગેરે.

આટલું સમજી લો એટલે હવે બહુવચન માટે કાંઈ વધુ શીખવાપણું રહેતું નથી.

**21. Some are married... :** =Some are married and (they) have sons and daughters. [ જુઓ : 2 (5) ]

## 6. A BUILDING

**1. at the end :** [ જુઓ 1 (7), 1 (9) ]

**2. building—house :** કોઈ પણ મકાનને building કહી શકાય, પછી તેનો ઉપયોગ ગમે તે હોય. પણ જે મકાન વસવાટના ઉપયોગમાં આવતું હોય તેને જ house કહી શકાય.

**3. houses :** ઉચ્ચાર 'હાઉસીઝ.'

**4. Some houses in the street :** = Some houses (that are) in the street = કેટલાંક ઘરો કે જે શેરીમાં છે = શેરી**માંનાં** કેટલાંક ઘરો. [ જુઓ : 2 (2) ]

**5. at the back :** અગાઉ 1 (7) માં 'at' નો ઉપયોગ સમજાવ્યો છે, એ કેવી વિચિત્ર રીતે અહીં લાગુ પડ્યો છે તે જુઓ. 'at' નું ચિત્ર

આપ્યું છે એવું અહીં સ્પષ્ટ નહિ દેખાય. આને છતાં એમાં ઘર પૂરું થઈ પછીત આવે ત્યાં બાગ ચોંટાડી દીધો હોય એ કલ્પના છે.

6. **with a wall** : 'દિવાલવાળો' = 'જેને ફરતી દિવાલ છે એવો' ઈ. [ જુઓ : 4 (6) ]

7. **Another** : = 'an + other' = 'બીજો એક'. આ શબ્દ એક વચનમાં જ વાપરી શકાય; કેમકે એ શબ્દમાં જ 'an' એટલે 'એક' સમાએલો છે. વળી આ શબ્દમાં એક વખત 'an' આવી જતો હોવાથી 'an another' એવું કાંઈ લખો તો તે ખોટું કહેવાય. [ જુઓ : 6 (12) ]

8. **The window in my room** : [ જુઓ : 2 (2), 6 (4) ] The window (that is) in my room = મારા ઓરડા**માંની** બારી.

9. **let ( ) come** : = '( ) ને આવવા દે છે.' જેને આવવા દેવાનું છે તે બે ક્રિયાપદો વચ્ચે મૂકાય છે તે જુઓ. વળી come = આવવું, પણ let...come = આવવા દેવું, એમ let ઉમેરવાથી ક્રિયાપદના અર્થમાં કેવો વધારો થયો છે તે પણ જુઓ. [સરખાવો : 2 (6), 2 (8) ]

10. **Come** : 'આવો' સામા માણસને હુકમ કરવો હોય ત્યારે ક્રિયાપદ એમને એમ જ મૂકી દેવાય છે. જેમકે come, go ઈ. પણ અમુક કામ ન કરશો, એવો મનાઈ હુકમ કરવો હોય તો do મૂકવો પડે. જુઓ નીચે 17

11. **across** : across અને through ના અર્થમાં ફેર સમજી લેવો જોઈએ. કોઈ વસ્તુ કાપીને તેની અંદર સોંસરવું જવું એટલે through. પણ માત્ર તેને એક છેડેથી બીજે છેડે ઉપર આવી રહેવું એટલે across.

12. **outside–inside—into** : બેઝિકમાં ઘણી વખત સાદા શબ્દો જોડાઈ એક મોટો શબ્દ બને છે તેના આ નમૂના છે. અને આવા તો અનેક નમૂના આગળ વધતાં તમે જોશો. [જુઓ : 7 (1), 8 (9), 10 (18) ]

13. **almost complete** : 'લગભગ સંપૂર્ણ'='પૂરી થવા આવેલી'

14. **That structure (which is) at the front** : [જુઓ : 2 (2)]

15. **for the support of the workmen** : કામદારોના આધાર માટેનું

16. **go up on it** : 'તેના ઉપર ચડે છે.' ઉપરની દિશામાં જવું=ચડવું= go up. તેના ઉપર=on it.

17. **Do not go** : [ ઉપર 10 જુઓ ] મનાઈ હુકમમાં do મૂકવો પડયો છે.

18. **These—those** : અનુક્રમે This અને That નાં બહુવચન છે. These આ બધાં. Those=પેલાં બધાં.

19. **those in the inside walls** : Those (holes) in the inside walls. કોઈ વસ્તુનું નામ બાતલ કરી તેને બદલે એક વચનમાં માત્ર That અને બહુવચનમાં માત્ર Those મૂકીને ચલાવી શકાય.

20. **That pipe (which is) by the house** : અહીં byનો અર્થ 'ને લગતી આવેલી,' 'ની બાજુએ લગાડેલી' વગેરે થઈ શકે.

21. **other pipes** : મોરી માટે ન વપરાતી હોય એ નળીઓની વાત છે, એટલે કે જે નળીઓ મારફત ઘરમાં પાણી આવે છે તેની.

22. **take water to it** : = take water to the house.

23. **Do not have** : [ જુઓ : 4 (5) ]

## 7. FIRE

1. **fire-place** : = place for a fire [ જુઓ : 6 (12) ]

2. **some of the rooms** : = some (કેટલાક) of the rooms (ઓરડામાંના)=ઓરડામાંના કેટલાક. ભાવાર્થ : ઘરમાં જે ઘણા ઓરડાઓ છે તેમાંના કેટલાક (ઓરડાઓમાં) ......આ પ્રમાણે all, any, enough, little, much તથા one, two ઈ. પણ વાપરી શકાય છે.

3. **up through a hole** : take the smoke up (ધુમાડાને ઉપર લઈ જાય છે) through a hole (બાંકામાં થઈને). આમ 'up' ને 'take' સાથે સંબંધ છે, 'through' સાથે નહિ. ઘણી વખત કોઈ એકાદ શબ્દનો સાચો સંબંધ કયા શબ્દ સાથે છે તે બરાબર ન સમજાયાથી ગૂંચ ઉભી થાય છે, એવું અહીં થવા સંભવ છે.

4. **the only use of fire :** 'અગ્નિનો એકનો એક ઉપયોગ.' Only શબ્દનો આ અંગ્રેજીમાં એક ખાસ પ્રયોગ છે તે યાદ રાખવો. 'The only son '= 'એકનો એક પુત્ર' વગેરે.
5. ***get it dry—get warm* :** [જુઓ : *3* (7)]

6. **If :** ગુજરાતી ભાષામાં 'જો–તો', 'જ્યારે–ત્યારે' આવી 'જ–ત'ની જોડીવાળા શબ્દોનાં વાકય આવે ત્યારે 'ત' વાળો ભાગ સંપૂર્ણ મૂકવો પડે, એટલે કે 'તો, ત્યારે, તેથી, તેમ, ત્યાં' એ શબ્દો વિના આપણે ન જ ચલાવી શકીએ. અંગ્રેજીમાં આથી વિરૂદ્ધ છે. અંગ્રેજીમાં 'જો, જ્યાં' વગેરે શબ્દ બહુ મહત્વના મનાય છે. આથી જ વાકયોમાં 'if=જો' મૂકાયા પછી 'તો' ને માટે કાંઈ જ મૂકાતું નથી, પણ આપણે સમજી લેવું પડે છે. સામાન્ય નિયમ તરીકે 'if' વાળો ભાગ પૂરો થયા પછી [,] આવે ત્યાં 'તો' સમજી લેવો. જેમકે : If I put paste in an oven (તો) I may get a cake.

   વળી એ પણ જોઈ શકાશે કે એક જ વાકયમાં બે ત્રણ શરત મૂકી હોય તો પણ બે ત્રણ 'if' ની જરૂર નથી પડતી. જેમકે : If I put water in a kettle and (If I) put the kettle on the fire, (તો) the water will get warm.

   જોઈ શકાશે કે 'હું મૂકું છું' માં જે રૂપ 'I put ' થાય તે જ 'if' ની પછી મુકાય છે. અને : 'ઓરડો અંધારો છે=The room is dark' અને 'જો ઓરડો અંધારો હોય તો = If the room is dark' આમ 'if' વાળાં વાકય બનાવવાં અઘરાં નથી. માત્ર 'if' વાળી વાત જુદા કાળમાં હોય ત્યારે જરા ખ્યાલ રાખવો જોઈએ. તે આગળ જતાં સમજાશે. [ જુઓ : 9 (23)]

7. **If I have a wet coat...,the fire <u>will get</u> it dry :**
   **If we are far from it, we <u>do not get</u> warm enough :**

   ઉપરનાં બે વાકયોમાંથી પહેલામાં if પછીના ભાગમાં will get એ ભવિષ્યકાળ છે. કેમકે કોટ અગ્નિ પાસે ધર્યા **પછી** સુકાવાની ક્રિયા થવાની છે. પણ બીજા વાકયમાં અગ્નિથી દૂર હોવું અને ગરમી ન મળવી એ બન્ને ક્રિયાઓ **એકી સાથે** જ થતી હોવાથી પાછળનો ભાગ 'do not get' વર્તમાનકાળમાં મૂકયો છે

8. **get warm** : 'ગરમ કરવું' તથા 'ગરમ થવું' એ બન્ને અર્થ આમાંથી નીકળે છે. કેમકે 'ગરમ થવું'='પોતાની જાતને ગરમ કરવી' = 'ગરમ કરવું' એમ રૂપાંતર કરતાં છેવટ તો બન્ને અર્થ એક જ બની જાય છે.

9. **My sister and I** : આપણી ભાષામાં કાંઈ વાત કરતાં આપણે 'હું' ને પહેલો આગળ ધરીએ છીએ. જેમકે 'હું અને મારો મિત્ર ત્યાં ગયા હતા.' અંગ્રેજી ભાષામાં એ 'હું' ને છેલ્લો મૂકવાની સભ્યતા જળવાય છે. આથી અંગ્રેજીમાં વાત કરતી વખતે 'મારો મિત્ર અને હું ગયા હતા' એમ બોલવું જોઈએ.

10. **warm enough—enough water** : આ પાઠમાં enough શબ્દને બે રીતે વાપરી બતાવેલો છે. (૧) warm enough= જોઈએ તેટલું ગરમ. આમ વિશેષણની પાછળ enough મૂકાય છે. પણ (૨) enough water= પૂરતું પાણી. અહીં enough પોતે જ વિશેષણ તરીકે વપરાવાથી નામની પહેલાં મૂકાય છે. [જુઓ : 9 [13], 9 [22]

11. **near to — far from** :




ઉપરના ચિત્રની મદદથી nearની સાથે to અને farની સાથે from શા માટે વપરાયો છે તે સમજાશે.

12. **get a Burn** : જે લોકો અધું અંગ્રેજી જાણતા હોય છે અને બેઝિક શીખે છે તેઓને આ પુસ્તકના પૂંઠાના ત્રીજા પાના પર ત્રીજા ગ્રુપમાં આપેલા શબ્દો બહુ ભૂલ ખવરાવે છે. એ crack, crush ઈ. શબ્દો જે ક્રિયાપદ જેવા લાગે છે તે બેઝિકમાં માત્ર નામ તરીકેના અર્થમાં જ વપરાય છે. આથી 'burn=બળવું' નહિ પણ 'burn=દાહ, દાઝ, દાઝનો ફોલ્લો' ઈ. આથી get a burn=દાઝી જાઓ = તમને ફોલ્લો પડે' વગેરે.

13. **stick** : 'લાકડી–લાકડું–સાંઠી' ગમે તે અર્થ ચાલી શકે. ઘણા શીખનારને stick શબ્દથી નેતરની સોટી જ નજર સામે આવે છે. પણ આ બેઝિક છે એ ન ભૂલવું. બેઝિકમાં તો નેતરની સોટી હોય કે ખીજડાનું ઝરડું હોય બન્ને વસ્તુતઃ તો stick જ છે.

14. **flames come up** : 'ભડકા નીકળે છે.' એમાં comeની સાથે up ભળવાથી બહાર આવવાની ગતિ અને ત્વરા એમ બન્ને ભાવ ઉમેરાય છે. અને તેથી 'come up'નો એક સામટો અર્થ 'નીકળવું' થાય છે.

15. **who** : આ શબ્દનો પ્રશ્નમાં ઉપયોગ ૧૫મા પાઠમાં આવશે. અહીં તો તે ફક્ત સંબંધ બતાવવા માટે જ વપરાયો છે. અને આવી રીતે વપરાય ત્યારે who થી માંડી ( , ) સુધીનો બધો ભાગ who પહેલાંના શબ્દનું વિશેષણ બની જાય છે. [ આ શબ્દ જીવંત વ્યક્તિઓ માટે જ વપરાય છે. નિર્જીવ વસ્તુઓ માટે એ જ રીતે which વપરાય છે. જુઓ: 9 (6) ] જેમકે અહીં my sister (who is very young), આમ my sister શબ્દને આખો કૌંસ લાગુ પડે છે.

આથી પહેલાં આમ વાક્ય કરીએ; My father and mother do not let my sister put sticks on the fire= મારા માતાપિતા મારી બહેનને અગ્નિમાં સાંઠી નાખવા દેતાં નથી.

અને પછી 'બહેન' ને બદલે 'બહેન કે જે બહુ નાની છે' એમ કહીએ તો વાક્ય આમ થયું: 'મારા માતા પિતા મારી બહેન જે બહુ નાની છે તેને અગ્નિમાં સાંઠી નાખવા (કે પાસે દિવાસળી રાખવા) દેતાં નથી.' [આ જાતના વધુ શબ્દો માટે જુઓ, 8 (17), 9 (6) ]

16. **do not let** : આ ભાગ જરા અઘરો લાગે છે. પણ ૬ ઠ્ઠા પાઠના એક વાક્ય સાથે તે સરખાવો એટલે આખું વાક્ય તદ્દન સહેલું લાગશે:

Windows — let — light and air—
My mother and father — do not let — my sister (who is very young) —
come — into the rooms.
put sticks — on the fire.
(or have a match )

17. **matches** : [ જુઓ : 5 (20) ]

18. **put it against a curtain** : [ જુઓ : 3 (8) ] 'પડદાને લગાડે'

19. **see fire on the curtain** : = પડદા ઉપર અગ્નિ જુઓ=પડદો સળગતો જુઓ.

**20. put it on the flames** : = તેને ભડકા ઉપર મૂકો = પાણીને ભડકા ઉપર છાંટો = બળતા ઉપર પાણી છાંટો.

## 8. THE COUNTRY

1. **The country** : શહેરથી દૂરનો બધો ભાગ the country કહેવાય છે. બીજી રીતે જે સ્થળે શહેરીજીવન ન હોય તે બધો 'કંન્ટ્રી'

2. **Farm—field** : Field એટલે જેટલા ભાગમાં વાવવાનું કામ થતું હોય એટલી જમીન, અથવા 'ખેતર.' પણ Farm શબ્દમાં તો ખેતર તેમ જ ત્યાં કામ કરનારા માણસોને રહેવાનાં મકાનો વગેરે બધી વસ્તુનો સમાવેશ થઈ જાય છે. આથી 'વાડી', 'જાગીર' વગેરે શબ્દોથી એ ભાવ સૂચવી શકાય.

3. **get up (on the branch)** : [જુઓ : 7 (3)] 'ચડવું.'

4. **In the field is an old goat** : An old goat is in the field. [જુઓ : 4 (2)]

5. **give my body a push** : [જુઓ : 3 (7) ]

6. **up (in the tree)** : ઉપર–ઝાડમાં–તો............

7. **another** : બીજું=જુદું બીજું=બીજું, ત્રીજું ઈ.

8. **in others** : = in other (field)s. જોઈ શકાશે કે other પછી આવનારો શબ્દ બાતલ રાખવો હોય તો તે શબ્દ બહુવચનમાં હોય ત્યારે અંતેનો s તો other સાથે મૂકવો પડે છે જ. આથી in other fields કહો અથવા તો in others કહો તો ચાલે. પરંતુ in others fields એ ખોટું છે. (જેમ olds goats ખોટું છે તેમ.) [જુઓ : 8 (17) ]

9. **mother pig–baby pigs** : ઘણાને ભૂંડણનાં બચ્ચાં માટે baby pigs જરા વિચિત્ર લાગશે. પણ જો baby car કહી શકાતી હોય તો આ તો બિચારાં જીવતાં પ્રાણી છે ! અંગ્રેજીમાં થતી શબ્દોની કરકસરનો આ નમૂનો છે. [ જુઓ : 3 (5) ]

**10. fowl :** આ શબ્દ મુરઘી માટે વાપરી શકાય તેમ જ એ જાતનાં બીજા કોઈ પણ પ્રાણી માટે પણ વાપરી શકાય.

**11. do not let it get broken :** 'Broken=ભાંગેલું' 'Get=થવું' એથી 'Get broken=ભાંગેલું થવું=ભાંગી જવું'. બાકીનું સમજવા [ જુઓ : 7 (16) ]

**12. sheep :** = 'ઘેટું' અથવા 'ઘેટાં' [ જુઓ : 5 (20) ]

**13. with a red roof :** = having a red roof [ જુઓ : 4 (6) ]

**14. about it :** = 'તેની આસપાસ', 'તેને ફરતાં', 'તેને લગતાં'.

**15. have no leaves :** [ સરખાવો : 6 (23) ] 'do not have leaves' એમ લખ્યું હોત તો 'ઝાડોને પાંદડાં હોતાં જ નથી' એમ અર્થ થાત. પણ 'ઝાડ ઉપર એકે પાંદડું નથી' એટલે કે 'બધાં પાંદડાં નીચે ખરી ગયાં છે' એ અર્થ બતાવવા 'have no leaves' જ બરાબર છે. no=એક પણ નહિ=not any.

**16. do not see any flowers :** અહીં [ઉપરની માફક 'we see no flowers' લખ્યું હોત તો પણ ચાલી શકત. ટુંકામાં no અથવા not any એ બેમાંથી ગમે તે એક વાપરી કોઈ પણ વસ્તુનો અભાવ બતાવી શકાય.

**17. to other...warm :** [જુઓ : 7 (15) ] એ who ની માફક અહીં where પણ સંબંધ બતાવવા વપરાયો છે.વાથી તેનો અર્થ 'ક્યાં' નહિ પણ 'જ્યાં' એમ 'જ'કારથી શરૂ થાય છે. આથી વાક્ય આમ થયું Some birds go to other places (where the weather is still warm) = કેટલાંક પક્ષીઓ બીજી જગ્યાઓએ (જ્યાં હવા હજુ ગરમ હોય છે) જાય છે=કેટલાંક પક્ષીઓ જ્યાં હવા હજુ ગરમ હોય એવી બીજી જગ્યાઓએ જાય છે.

## 9. THE SEA

**1. At the edge :** જો જેટલા માઈલ સુધી સમુદ્રની કિનારી લંબાતી હોય એ બધામાં શહેર પથરાએલું હોય તો on the edge લખાય.

પણ આખી કિનારીનું એક 'point' જ આ શહેર રોકી શકે માટે I (7) પ્રમાણે at the edge જ ઉચિત છે. પરંતુ બીજી અમુક દૃષ્ટિએ જોતાં અમુક પ્રસંગે on the edge પણ મૂકી શકાય. જો કે એ બધી તાત્ત્વિક ચર્ચામાં શીખનારે ઉતરવાની જરૂર નથી. તેમ છતાં જે માથાકુટ કરવા માગતા હોય તેમને માટે એ સૂક્ષ્મ ભેદનાં નીચે સૂચન આપ્યાં છે:

(a) at the edge : સમુદ્રના વિસ્તાર ઉપર ઠરેલી નજર દૂર જતી કિનારી પર પહોંચે તે સ્થળે કાંઇક નજરે પડે એ દૃશ્ય સૂચવે છે.

(b) on the edge : સમુદ્રને કાંઠે ઉભા રહી કિનારા ઉપર દૂરબીન માંડતાં જે સળંગ રેખા દેખાય તેના ઉપર આવતી કોઇ વસ્તુ સૂચવે છે.

2. **a town with a harbour** : [ જુઓ : 4 (6) ]

3. **stretch of sand** : stretch = લાંબો પથરાએલો પટ. કોઈ વસ્તુ ખેંચાતી લાંબી પડી હોય તે પણ stretch કહેવાય.

4. **bright weather—wet weather** : [ જુઓ : 8 (9) ] અનુક્રમે 'ઉનાળો' અને 'ચોમાસું' સૂચવે છે.

5. **for a swim—after my swim** : [ જુઓ, 5 (11) ] અનુક્રમે 'તરવાને માટે', 'તરી લીધા પછી'.

6. **which** : [ જુઓ : 7 (15) ] on the sand (which is warm). રેતી (કે જે ગરમ છે) ના ઉપર = રેતી, જે ગરમ છે, તેના ઉપર.

7. **put** : અહીં 'નાખવું' અર્થ થાય છે. આમ જ 'નાખવું' માટે બધે put વાપરી શકાય.

8. **That is why** : = That is (the reason) why I keep it from my face = તે કારણ છે કે શા માટે હું તેને મારા મોઢાથી દૂર રાખું છું. = હું તેને મારા મોઢાથી દૂર રાખું છું તેનું તે કારણ છે.

આ રચના થવાનું કારણ એ કે 'why' શબ્દ કારણ બતાવે છે (શા કારણથી ?) આથી 'that is' પછી 'કારણ' અધ્યાહાર રહે છે.

અંગ્રેજીમાં when, where, how, why આ ચાર શબ્દો આ રીતે વપરાય છે. પણ તે દરેકની પહેલાં જુદા જુદા ભાગ અધ્યાહાર રહે છે. કેમકે તેઓ અનુક્રમે 'સમય, સ્થળ, રીત, કારણ' આ ચાર

વસ્તુ બતાવતા હોવાથી દરેક શબ્દની પૂર્વે તેના અર્થનો ભાવ અધ્યાહાર રહે. [ જુઓ : 10 (22) ] જેમકે :

That is when = That is (the time) when...
That is where = That is (the place) where...
That is how = That is (the way=રીત) how...
That is why = That is (the reason) why...

9. **keep it from** : = keep it (away) from...

10. **give my body a shake** : [ જુઓ 8 (5) ]

11. **get (all the sand) off** : [ જુઓ : 3 (7) ] Get off = get (મેળવવું– ને માટે વ્યવસ્થા કરવી ઈ.) off (દૂર) = દૂર થયું હોય એવી સ્થિતિ લાવવા વ્યવસ્થા કરવી = દૂર કરવું = ખંખેરી નાખવું.

12. **keep together** : અહીં તેમ જ ઉપર 9માં keep નો અર્થ 'અમુક સ્થિતિમાં હોવું', 'અમુક સ્થિતિમાં મૂકવું', 'અમુક સ્થિતિમાં રાખવું' એમાંથી છેવટે 'રાખવું' કે 'રહેવું' નીકળે છે. માટે keep together= સાથે હોવાની સ્થિતિમાં (પોતાની જાતને) રાખે છે = સાથે રહે છે.

13. **deep enough for a swim** : [જુઓ : 7 (10) ] 'જોઈએ એટલું ઊંડું' = 'deep enough.' પણ 'તરવા માટે જોઈએ એટલું ઊંડું' (તરી શકાય એટલું ઊંડું) = deep enough for a swim. [ જુઓ : ઉપર 5 ]

14. **even they** : 'તેઓ પણ', 'તેઓ સુદ્ધાં' ઇ. અમુક વ્યક્તિ તરફથી અમુક કામ કરવાની અથવા અમુક કામ ન કરવાની સામાન્ય કલ્પના હોય એથી વિરૂદ્ધનું તે વર્તન કરે ત્યારે તેના નામની પહેલાં even મૂકાય છે.

15. **get in the current** : Get = આવી જવું–ફસાઈ જવું–પકડાઇ જવું, ઇ. [ જુઓ : 3 (7) ]

16. **A person on the sand** : A person (who is) on the sand......[જુઓ : 2 (2) ]

17. **safely** : અહીં safe શબ્દને લાગેલો ly અંગ્રેજી ભાષાનો એક બહુ ઉપયોગી પ્રત્યય છે, કેમકે વિશેષણને લાગતાં તેનું ક્રિયાવિશેષણમાં તે

રૂપાંતર કરે છે. સાદી રીતે કહીએ તો 'safe = સહિસલામત', પણ 'safely = સહિસલામત રીતે = સહિસલામતીથી.'

આ ગ્રંથમાળાનાં પુસ્તક નં. ૧ તથા નં. ૩માં ૩૭–૩૮ ગ્રુપમાં આપેલાં વિશેષણોમાંથી કોઈ કોઇને બાદ કરતાં ઘણાં ખરાંને આવી રીતે by લાગી શકે છે જેમ કે certainly = ચોક્કસ રીતે, clearly ચોકખી રીતે, ઇ.

18. **stones** : = પથ્થર, ખડક, ટેકરા ઇ.

19. **a boat with a sail** [જુઓ : 4 (6) ]

20. **over the edge** : [જુઓ : 4 (10)]

21. **the way into the harbour** : = the way (for coming) into the harbour. 2 (2)નાં ઉદાહરણો આપણે જોઈ ગયા તેનાથી આ વાક્ય એક ડગલું આગળ વધે છે; કેમકે આમાં આધ્યાહાર (કૌંસમાં) રહેલો ભાગ માત્ર સાદી ઓળખાણ જ નહિ પણ વર્ણન આપે છે. એટલે કે અગાઉ આવાં વાકયોમાં 'that is', 'who is', 'which is' અધ્યાહાર રહેલું આપણે જોતા તેને બદલે અહીં 'which is used for coming' આટલું બધું અધ્યાહાર રહ્યું છે. આ જાતનાં વાકયો અંગ્રેજીમાં બહુ સામાન્ય છે.

22. **wide enough for a great ship** [ જુઓ : 9 (13) ]

23. **though** : આ શબ્દ પણ 'if' ની માફક વપરાય છે. જુઓ : 7 (6) ] એટલે કે તેનો અર્થ 'જો કે' થાય છે અને 'તો પણ' અધ્યાહાર રહે છે. માત્ર જ્યાં (,) ચિહ્ન હોય ત્યાં 'તો પણ' સમજી લેવું જોઈએ. આથી આ વાકય આમ સમજવું : Though they do not come there, (તો પણ) we see great ships on the sea.

24. **on the sea** : 'સમુદ્રની સપાટી ઉપર' એ અર્થમાં on મૂકયો છે.

25. **(what) we see is the smoke** : આવાં વાકયોમાં 'what' એટલે 'that which' સમજવું માટે (that which) we see is the smoke=which we see...that is the smoke અથવા that is the smoke which we see = તે ધુમાડો છે જે આપણે જોઈએ છીએ=આપણે જે કાંઈ જોઈએ તે ધુમાડો જ છે= આપણે ફક્ત ધુમાડો જ જોઈએ છીએ.

## 10. TIME

1. **the space between the beds :** =the space that is between the beds

2. **In the morning :** અહીં 'સવાર' એ એકાદી બાંધેલી મર્યાદા અથવા વર્તુલ હોય એ દ્રષ્ટિએ તેની અંદર બનતા બનાવોની વાત થાય છે. અને તેથી 'in' વાપર્યો છે. નીચેના 10 સાથે સરખાવો.

3. **put out :** 'લંબાવવું.' [ જુઓ : 3 (5) ]

4. **give (the covers) a pull** [ જુઓ : 8 (5) ]

5. **good morning :** દિવસનો જે ભાગ હોય તે ભાગનું નામ દઈ તે ભાગ બહુ સુંદર છે એમ કહેવું એટલે સામા માણસને જોઈને પોતે ખુશ થએલ છે, અથવા તો તેને એવી ખુશાલી પોતે ઈચ્છે છે, એ હેતુ છે. પરંતુ ગુજરાતી ભાષામાં આ વસ્તુ ટુંકી રીતે વ્યક્ત કરવાના યોગ્ય વજનવાળા શબ્દો ન હોવાથી 'સવારની સલામ', 'સારી સવાર' આમ અનુવાદ કરવો પડે છે.

6. **Are you awake ? :** Awake = જાગતું, જાગેલું. આથી 'તમે જાગો છો ?' 'તમે જાગ્યા ?' વગેરે ગમે તે ચાલી શકે.

   સાદું વાક્ય હોત તો 'you are awake.' એમ થાત પણ પહેલા બે શબ્દને ઉલટા સુલટા મૂકવાથી વાક્યમાં પ્રશ્ન આવી ગયો. અત્યાર સુધીમાં સાદી વાત કેમ કરવી [ 1 (1), 1 (2) વગેરે], નકારવાચક વાત કેમ કરવી [ 4 (5), 5 (4) વગેરે], હુકમ કેમ કરવો [6 (10),], મનાઈ હુકમ કેમ કરવો [6 (17], એ બધું તમે જોઈ ગયા. હવે આ પ્રશ્ન આવે છે. અને એ પણ એવો જ સ્હેલો છે. અગાઉ 2 (1)માં આપેલી સૂચના અહીં ફરીથી કરવાની કે જ્યારે કોઈ પ્રશ્ન જુઓ ત્યારે એ પ્રશ્ન વિનાની સાદી વાત કેવી રીતે કહેવાત એ વિચાર કરતા રહેશો તો તમને આપોઆપ જ પ્રશ્નો પૂછતાં આવડી જશે.

7. **Get up** [જુઓ : 3 (7)]

8. **"........" :** આ ચિહ્નોને આપણી ભાષામાં 'અવતરણ ચિહ્ન' અને અંગ્રેજીમાં 'quotation marks' કહે છે. કોઈ માણસના શબ્દો જેવા

તેના મોઢામાંથી નીકળ્યા હોય તેવા ને તેવા જ જ્યારે વાચક આગળ રજૂ કરવા હોય ત્યારે તે શબ્દોની પહેલાં અને પછી આ ચિહ્નોની વાડ કરી દેવામાં આવે છે. આપણી ભાષામાં આ ચિહ્નોના વપરાશમાં બહુ શિથિલતા છે. પણ અંગ્રેજીમાં તે આવા પ્રસંગે તે અચૂક મૂકવાં જ જોઈએ. અને તે ઉપરાંત આ ચિહ્નોની વચ્ચે મૂકાતી વાત નવેસરથી રજૂ થતી હોવાથી તેનો પહેલો અક્ષર નવું વાક્ય જે ઢબે શરૂ થાય તેમ જ [ I (I) ] એટલે કે 'કેપીટલ' (ત્રીજી એ બી સી ડીનો) લખવો જોઇએ

9. **After that** : અગાઉ આવી ગએલી આખી વાત આ 'That'માં સમાઈ ગઈ છે. ભાવાર્થ : 'હું ઉઠીને સ્નાન કરવા જાઉં તે પછી.' આ 'That'ની આ સાદી ઓળખાણ અત્યારે એટલા માટે કરાવી છે કે આગળ જતાં એ શબ્દ જરા ગૂંચવણભરી રીતે વપરાએલો તમે જોશો ત્યારે આ ઓળખાણ કામ લાગશે.

10. **on some mornings** : 'સવાર' એ વસ્તુને એકાદ રેખા તરીકે દૂરથી જોવાની અહીં કલ્પના છે, અને તેથી 'on' વાપર્યો છે. ઉપરના 2 સાથે સરખાવો. [જુઓ : I (7) ]

11. **a minute after I go from the room** : અગાઉ ૩ જા પાઠમાં તમને 'after' નો પરિચય થયો છે: after work, after my rest, એમાં work, rest એમ એકાદ શબ્દને after સાથે સંબંધ હતો. પણ અહીં પાંચ શબ્દોના એક આખા સમૂહને એક સામટો સંબંધ after સાથે છે. તેથી એ શબ્દ સમૂહને ફરતો કૌંસ મૂકવાથી આપણે તે એક જ શબ્દ હોય એ દૃષ્ટિએ જોઈ શકીશું. જેમકે : after ( I go from the room ) = (હું ઓરડામાંથી જાઉં તે સમય ) પછી = મારા ઓરડામાંથી ગયા બાદ + (એક મિનિટે).

12. **while** : એક બાજુ એક કામ થઈ રહ્યું હોય તે જ સમયે બીજી બાજુ બીજું કામ થતું હોય ત્યારે 'એ સમય દરમ્યાન', 'એ વખતે' વગેરે ભાવ બતાવવા 'while' વપરાય છે.

13. **though I am up first** : Though માટે જુઓ : ઉપર 23. I am up = હું ઉઠયો હોઉં છું.

4. **He is ready before I am** (ready) : [ જુઓ : 2 (5) ] એકનો એક શબ્દ ફરીથી આવતો હોય ત્યારે તેને બાતલ રાખવાની ટ્રિક બધી ભાષાઓમાં હોય છે. તેનો જ આ પ્રકાર છે.

5. **were** : 'હતા'. પૂંઠા ઉપર ક્રિયાપદનાં રૂપમાં ભૂતકાળના ખાનામાં જુઓ. બધાં ક્રિયાપદનાં ભૂતકાળ માટે એકેક જ રૂપ છે. અને તેથી I–we–you–they gave એમ કહી શકાય. પણ એક જ ક્રિયાપદ 'be' ને ભૂતકાળ માટે બે રૂપ છે: 'was–were' એમાંનું was એકવચન બતાવે છે, તેથી 'I–he was' એમ કહી શકાય. પણ 'were' બહુવચન માટે છે, તેથી 'we–you–they were' એમ કહેવું જોઈએ. આ ક્રિયાપદનાં રૂપ અનિયમિત હોવાથી તેનાં બધાં રૂપનું પુનરાવર્તન અહીં ઉપયોગી થઈ પડશે :

વર્તમાનકાળ : I am, He is, We–You–They are
ભૂતકાળ : I–He was, We–You–They were

6. **The first things which I put on** : = પહેલી વસ્તુઓ જે હું પહેરું છું = પહેલ વહેલું હું જે પહેરું છું તે = સૌથી પહેલાં હું...પહેરું છું.

17. **I have on everything but my coat** : = I have on everything but (I have not) my coat (on) = 'જ્યારે શરીર ઉપર બધાં કપડાં પહેર્યાં હોય પણ કોટ ન હોય' = 'જ્યારે કોટ સિવાયનાં બધાં કપડાં પહેર્યાં હોય'. આમ 'but'નો છેવટનો અર્થ 'સિવાય' કેવી રીતે થાય છે તે સમજી શકાશે.

18. **Everything** : thing શબ્દ બીજા નાના શબ્દો : every, some no, any, સાથે જોડાઈને લખાતાં થોડા સંયુક્ત શબ્દો બને છે. જેમકે everything, something, nothing, anything. અર્થ અનુક્રમે 'દરેક ચીજ', 'કાંઈક', 'કાંઈ નહિ', 'કાંઈ પણ'. આ જાતના વધુ ઉપયોગ તમે ૧૭મા પાઠમાં જોશો.

19. **put through** : આ એક જ શબ્દ સમૂહના બે ઉપયોગ જુઓ :

put (the thread) through the hole '(પાઠ ૩ જો)
put (the comb) through the hair (પાઠ ૧૦ મો)

**20. hair—hairs** : માથાના બધા વાળ એક સામટા હિસાબમાં લઈએ તો 'hair' કહેવાય. પણ છુટા ખરેલા વાળ જે એક બે, ત્રણ એમ ગણી શકાય તે 'hairs' કહેવાય.

**21. an hour after I get up** : ઉપર 11 સાથે સરખાવો

**22. That is how the mornings go** : That is (the way) the mornings go. = That is the way in which the mornings go. [ જુઓ : 9 (8) ]

**23. all the day** : [ જુઓ પાઠ ૯ ] 'all' ના બે. અર્થ છે : 'બધુ' 'આખું'. અને એ બન્ને અર્થમાં all પછી the મૂકવો જ પડે છે. All the boats=બધી હોડીઓ. All the day=આખો દિવસ.

**24. today—tomorrow** : 'આજ', 'આવતી કાલ'.

**25. This day is today** : This day = ચાલુ દિવસ, today = આજ 'ચાલુ દિવસ આજ છે' = અત્યારે જે દિવસ ચાલી રહ્યો છે તે 'આજ' છે.

**26. go to bed** : માત્ર 'બિછાનામાં જવું' એટલો જ અર્થ નહિ પણ 'સૂઈ જવું', 'ઉંઘી જવું' એ અર્થ પણ આમાંથી નીકળે છે.

**27. have a wash** : [ જુઓ : 3 (7), 3 (12), 3 (14) ]

**28. Are you ready?** : સાદું રૂપ 'you are ready.' [ 10 (6) ]

**29. when you are in bed** : [ જુઓ : 7 (6) ] અહીં 'when' નો ઉપયોગ 'if' ની માફક થયો છે. તેથી 'you are' એમાં વર્તમાનકાળ વાપર્યો છે. કેમકે અહીં શરત બતાવવાનો હેતુ છે: 'જ્યારે તમે બિછાનામાં હો ત્યારે...'

**30. say good night** : 'સુખરાત્રી ઇચ્છવી' એ અર્થ છે. અહીં good night એ કોઇના બોલેલા શબ્દો નથી તેથી say "good night" એમ લખવાની જરૂર નથી. પણ say good night એ જ સાદો ભાવ છે. ચોપડીમાં night પછી " છે તે તો Are થી શરૂ થએલા તેના અનુસંધાને છે.

[ આગળ માટે ભાગ બીજો વાંચો ]

# ૧–૧૦ પાઠમાંના નવા શબ્દોના અર્થ

'ગાઇડ'માં પૃ. ૧૫–૧૯ ઉપર જે નવા શબ્દો આપેલા છે એ શબ્દોના અર્થ એ જ ક્રમમાં અહીં આપ્યા છે. જો કે એના ઉચ્ચાર તથા વિસ્તૃત અર્થ માટે તો 'શબ્દકોશ'માં જ જોવું પડશે, પણ આટલેથી શીખનારના કામમાં કેટલીક સરળતા થશે. વળી અહીં છેલ્લા ગ્રુપમાં આપેલા ખાસ જરૂરના ૧૦૦ શબ્દોને તો 'સંપૂર્ણ બેઝિક શબ્દકોશ'માં એક સ્વતંત્ર લિસ્ટમાં ગોઠવી આપ્યા છે. તેથી તે બધા એકી સાથે શીખી લેવા ઠીક પડશે.]

**આટલા શબ્દો તો કદાચ તમને આવડતા જ હશે અથવા શીખવા સહેલો પડશે.**

(૧) **શરીર**, છાતી, ચ્હેરો, હાથ, (hand) માથું; ભાગ, બાજુ; જમણું–ડાબું, સીધું. (૨) **માખણ**, પૂરી, માંસ, સાકર કે ખાંડ; છરી. રકાબી, બેઠક, છાલ કે ચામડી, ટેબલ, સ્વાદ; મીઠું, ખાટું, તૈયાર. (૩) **રમત**, આરામ, કામ; મગજ, બુતાન, કાપડ, કોટ, બાંકું, ટાંચણી, અણી, કાતર, જાત; સારું–ખરાબ, કાપેલું, (૪) **હવા**, બરફ, ઉનાળો, સૂર્ય, શિયાળો; દડો, ઢાંકણુ, રસ્તો, છાંયો, પાણી; ઠંડું, સુક્કું, ચોકખું. (૫) **જન્મ**, ભાઇ, દીકરી, કુટુંબ, પિતા, માતા, બહેન, દીકરો; બાળક, છોકરો, પગ, છોકરી, ચુંબન, માણસ, દુઃખ, દાંત, સ્ત્રી; જુવાન–ઘરડું, પરણેલું. (૬) **મકાન**, બારણું, ભોંયતળીયું, ઘર, છાપરૂં, ઓરડો, શેરી, બારી; બગીચો, પ્રકાશ, સંખ્યા, નળ, પાલખ, લાકડું; પૂરેપૂરું. (૭) **અગ્નિ**, દિવાસળીઓ, ધુમાડો; નુકસાન, ભય, મેદો, લાકડી કે સાંઠી; પ્રકાશિત–અંધારું. (૮) **દેશ**, ફૂલ, ઘાસ, ડાળી, ગાય, શહેર, ઉન; લાલ–લીલું, ભૂરૂં, સહિસલામત. (૯) **હોડી**, પ્રવાહ; ઝટકો; સુંવાળું–તોફાની, આસમાની. (૧૦) **ઘડીઆળ**, દિવસ, કલાક, મિનિટ, સવાર, રાત, વખત; ન્હાવાની જગ્યા, બિછાનું, બ્રશ, વાળ, જોડો, સાબુ, ધોવું તે; મોડું, પહેલું–છેલ્લું.

**આટલા શબ્દો નવા શીખવાના રહેશે.**

(૧) **હાથ** કે કાંડું, હડપચી, કાન, આંખ, આંગળી, ઘુંટણ, પગ, મોઢું, નાક, અંગુઠો, જીભ; પીઠ, આગલો ભાગ; વળેલું,

સામેનું. (૨) રોટલી, પનીર, ખોરાક, નારંગી, નીમક, શાકનો રસો; છીછરું વાસણ, કાંટો, ખાણું, ચમચો; કડવું, ચીકણું. (૩) **શી**ખવું તે; છેડો, ગાંઠ, સોય, ખેંચવું તે, ધક્કો, બખીઓ, દોરો; તિક્ષ્ણ, થાકેલું. (૪) **વાદળું**, વરસાદ, આકાશ, બરફ, હવાની સ્થિતિ, પવન, શ્વાસ, પછાડ, જથ્થો, છત્રી; ઉનું ભીનું. (૫)–; **ર**ડવું તે, સ્મિત, હોજરી; તંદુરસ્ત–માંદું. (૬) **મો**રી, બાંધકામ, દિવાલ; તળિયું, પત્થર, આધાર; ઊંચુ–નીચું, પહોળું–સાંકડું. (૭) **ડામ**, રસોયો, જવાળા, ચૂલો; બાલટી, પડદો, તકિયો, કીટલી, જગ્યા, ઘડો, ગંધ, ચીજ, ઉપયોગ; મોટું–નાનું ભરેલું. (૮) **પ્રાણી**, પક્ષી, વાડી–જાગીર, ખેતર, છોડ, ઝાડ; ઇંડું, મુરઘી, બકરું, પાંદડું, કુક્કર, ઘેટું, થડ; ભાંગેલું. (૯) **મા**છલી, બંદર, ટાપુ, સઢ, રેતી, દરિયો, વહાણ, તરવું તે, મોજું; કિનારી, દાણો, મદદ, જમીન, ધુમ્મસ, વ્યક્તિ, ખાંચો, રસ્તો; ઊંડું, ભુરૂં. (૧૦) **અ**જવાળિયું; દાંતીઓ, ઊંઘ, ટુંકું મોજું, ખાલી જગ્યા, વાદળી; વહેલું, જાગતું–જાગેલું.

**આ ૧૦૦ શબ્દો ખાસ ધ્યાન દઇને શીખવાના છે.**

(૧) **એ**ક–કોઇ એક, અમુક ચોક્કસ, છે, અને; ને છે, મૂકવું, લેવું; એ, વચ્ચે, અંદર, થી દૂર, ઉપર; હું, આ, પેલું; મારૂં. (૨) **કે**ટલુંક; જવું, (ભલે કદાચ), શો–શે–શું; નહિ; થી, નો,–ની–નું, તરફ, સાથે, અહીં, ત્યાં; તે; અથવા. (૩) **છે**, બીજું; કરવું, બનાવવું, ની પાછળ, ની વિરૂદ્ધ, માં થઇને. (૪) **દ**રેક; ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ; થવું, આવવું, મેળવવું, જોવું; પહેલાં, નીચે, ઉપર થઇને, ની નીચે, ઉપર; ફક્ત, બહાર, (ever) કદી પણ; પરંતુ (૫) **કો**ઇ, એક, આપવું; માટે; હજુ; તે, તેણી; છું. (૬) **થ**વા દેવું; આરપાર, પાસે–થી; લગભગ, તદ્દન; તમે, અમે, તેઓ, આ બધા, પેલા બધા, આવું. (૭) **બ**ધું; પૂરતું, દૂર, પાસે; જો, અથવા; જે–કોણ. (૮) **રા**ખવું; આસપાસ; ફરીથી; કારણ કે, જ્યાં. (૯) **ની** વચ્ચે; પણ–યે; સાથે, જોકે, શા માટે; શું–જે, જે–કયું. (૧૦) હતા; કહેવું; આવતી કાલે; ગઇ કાલે; કેવી રીતે, કયારે, દરમ્યાન.

●

[અનુસંધાન પૂંઠું પૃ. ૨ ઉપરથી]

31 Smile, respect; approval, noise.

32 Ornament, plant, act, place, motion; thing, vessel, substance, apparatus, organization, animal, structure, process, feeling, operation, direction, position, tendency, person, food, event, thought, relation.

33 Form, cause, effect, mass, scale, smell, force; amount, degree, sex.

34 (a) Disgust, fear, hate, regret, surprise, interest, desire, need, care; impulse, behaviour, trick.

(b) Attempt, purpose; decision, comparison, observation, selection, suggestion.

(c) Reason, sense; mind, belief.

35 Crack, crush, push, pull, roll, smash, rub, slip, grip, kick, turn, twist, move, sneeze, stitch, look, use, join; burst, bite, fall, run, swim.

36 (a) ; adjustment, development, expansion, destruction, reaction, existence, growth.

(b) ; learning, hearing.

37 Like-opposite, round-straight-bent, sweet-bitter, boiling-warm-cold, kind-cruel, living-dead, cheap-dear, same-different, wet-dry, true-false, strong-feeble-delicate, wise-foolish, present-past-future, red-green-yellow, early-late, quiet-loud, high-low, wide-narrow, smooth-rough, happy-sad, long-short, open-shut, complex-simple, quick-slow, great-small, hard-soft, hollow-solid, general-special, normal-strange, fat-thick-thin, healthy-ill, right-wrong.

38 (a) Able, bent, broken, certain, chemical, clean, clear, common, complex, conscious, cut, elastic, fertile, fixed, frequent, happy, healthy, important, kind, like, medical, natural, necessary, normal, parallel, physical, probable, quiet, responsible, tired, true, wise.

(b) Acid, angry, awake, brown, chief, deep, dependent, flat, full, grey, hanging, material, poor, possible, second, secret, serious, sharp, sticky, stiff, sudden, tall, violent, waiting.

39 'ગાઈડ'માં પૃ ૧૬ ઉપર આપેલા ૧૦૦ જરૂરના શબ્દો ઉપરાંત: Than.



[ 'કુમાર'માં છપાએલ આ લિસ્ટમાંની થોડી ક્ષતિઓ તરફ ધ્યાન દોરવા બદલ શ્રી. પ્રાગજી ડોસાજી કાનાબારનો આભાર. ]

## સર્વનામનાં રૂપ

| હું, અમે, ઇ. | મને, તમને, ઇ. | મારૂં, તમારૂં, ઇ. | હું પોતે, તમે પો |
|---|---|---|---|
| I, હું | Me | My, mine | Mysel |
| We, અમે-આપણે | Us | Our, ours | Oursel |
| You, તું, તમે | You | Your, yours | Yourself |
| He, તે | Him | His | Himse |
| She, તેણી | Her | Her, hers | Herse |
| It, તે (નાન્યતર) | It | Its | Itself |
| They, તેઓ | Them | Their, theirs | Themse |
| Who, કોણ, જે, જેઓ | Whom | Whose | |

## ક્રિયાપદનાં રૂપ

| વર્તમાનકાળ I,we,you,they | વર્તમાનકાળ He | વર્તમાન કૃદંત | ભૂતકાળ | ભૂતકૃદંત |
|---|---|---|---|---|
| Give | Gives | Giving | Gave | Given |
| Come | Comes | Coming | Came | Come |
| Go | Goes | Going | Went | Gone |
| Put | Puts | Putting | Put | Put |
| Take | Takes | Taking | Took | Taken |
| Get | Gets | Getting | Got | Got |
| See | Sees | Seeing | Saw | Seen |
| Seem | Seems | Seeming | Seemed | Seemed |
| Say | Says | Saying | Said | Said |
| Send | Sends | Sending | Sent | Sent |
| Keep | Keeps | Keeping | Kept | Kept |
| Make | Makes | Making | Made | Made |
| Let | Lets | Letting | Let | Let |
| Do | Does | Doing | Did | Done |
| Have | Has | Having | Had | Had |
| (Be) Am-are | Is | Being | Was-were | Been |

[ સ્વાધીન મુદ્રણાલય - રાણપુર ]